# કેટલે દૂર ફેલિપે?



જેનેવિએવ ગ્રે

ચિત્ર: એન ગ્રિફલકોની

ફેલિપે મેક્સિકો માં રહેતો હતો. એની નાની ગધેડી ફિલોમિના એની મિત્ર હતી. પણ જયારે ફેલિપે ના પરિવારે કર્નલ એન્ઝા ના કેલિફોર્નિયા અભિયાન માં જોડાવાનો નિર્ણય કર્યો, ફેલિપે ના કાકા કાર્લોસે કહ્યું કે એને ફિલોમિના ને છોડી ને જવું પડશે. પણ ફેલિપે એ એને કાફલા ના બીજા પ્રાણીઓ વચ્ચે છુપાવી દીધી.

પ્રવાસ બહુ લાંબો અને મુશ્કેલ હતો. મુસાફરો એ ઘણી તકલીફો નો સામનો કરવો પડયો. રસ્તા માં ઘણા ઢોર મરી ગયા. પણ ફેલિપે અને એનો પરિવાર બચી ગયો. ફિલોમિના પણ બચી ગઈ.

ઇતિહાસ ની આ "આઈ કેન રીડ" વાર્તા કર્નલ જુઆન બૌટિસ્ટા ડે એન્ઝા ના 1775 ના કેલિફોર્નિયા અભિયાન ને ફરી રચે છે. જેનેવિએવ ગ્રે ના સંવેદનશીલ શબ્દો માં કહેવાયેલી આ વાર્તા ને એન ગ્રિફલકોની ના ચિત્રો જીવંત બનાવે છે.

# કેટલે દૂર ફેલિપે?

જનેવિએવ ગ્રે

ચિત્ર: એન ગ્રિફલકોની

બ્રાડ અરવિન માટે

## અનુક્રમણિકા



## 1. ફેલિપે

ફેલિપે એના કાકા કાર્લોસ,
કાકી મારિયા,
અને એના છ પિતરાઈ ભાઈ-બહેનો સાથે રહેતો હતો.
ફિલોમિના એની મિત્ર હતી.
એ એક નાની ગધેડી હતી.

ફિલોમિના બહુ અવાજ કરતી હતી,
પણ એ હતી નાની.
એટલી નાની કે એ
ખેતર માં મદદ કરી શકતી ન હતી.



કાકા કાર્લોસે ખેતર માં મકાઈ ઉગાડવાની કોશિશ કરી.
પણ જમીન ઉપજાઉ ન હતી.
ફેલિપે ઘણીવાર ભૂખ્યો રહેતો હતો,
એના પિતરાઈ ભાઈ-બહેન પણ.
અને મેક્સિકો ના એના કસ્બા ના
બીજા બધા લોકો પણ.

કસ્બા ના ચોક માં
ફેલિપે અને ફિલોમિનાએ
એક અધિકારી ને જોયો
જે ભીડ સાથે વાત કરી રહ્યો હતો.
"હું કર્નલ એન્ઝા છું," અધિકારી એ કહ્યું.

"મેક્સિકો ના વાઇસરોય (શાસક) ને
ત્રીસ પરિવારો ની જરૂરત છે, જે કેલિફોર્નિયા જઈને વસવાટ કરવા તૈયાર હોય.
ત્યાં ની જમીન ઉપજાઉ છે, ખેતીવાડી અને પશુપાલન માટે વધારે સારી છે.

દરેક પરિવાર ને
કપડાં, ભોજન, ઘોડા,
અને પાલતુ જાનવર મળશે,
મફત!
જો ઘોડા પર સવારી કરો
તો કેલિફોર્નિયા ચાર મહિના ની દૂરી પર છે.
મારા સૈનિકો અને હું
તમને લોકો ને ત્યાં સુધી લઈ જશું.
કોણ-કોણ જવા ચાહશે?"



"ખાવાનું? કપડાં?"
ફેલિપેએ ફિલોમિના ને ધીમા
અવાજે કહ્યું.
એ જોરથી બોલ્યો, "હું આવીશ!"
બીજા લોકો પણ મોટે થી બોલવા
લાગ્યા,
"અમે કેલિફોર્નિયા જઈશું!"

ફિલોમિનાએ પણ હોંચી! હોંચી કર્યું.
એણે એટલા જોરથી ચીસ પાડી કે
ઘોડા ઉભે પગે થઈ ગયા,
અને ડુક્કર ઓઈંક! ઓઈંક! કરવા લાગ્યા.



"આ ગધેડી ને અહીંથી હટાવો!"
કર્નલ એન્ઝા એ બૂમ પાડી.

ફેલિપે કાકા કાર્લોસ ને ખબર આપવા ઘરે દોડયો.
પણ કાકા કાર્લોસે કહ્યું,
"કેલિફોર્નિયા બહુ દૂર છે."
"તો એથી શું?" મારિયા કાકી એ કહ્યું.
"આપણે અહીં દેડકા ની જેમ રહીયે છીએ.
આપણને જીવતા રહેવા ભોજન અને કપડાં ની જરૂરત છે."

એ નામ લખાવવા ગયા.
"હું ફિલોમિના ને મારી સાથે
કેલિફોર્નિયા લઈ જઈશ," ફેલિપેએ કહ્યું.
"ના!" કાર્લોસ કાકા એ કહ્યું,
"એ કામ કરવા માટે બહુ નાની છે."



"એ મોટી ક્યારે થશે?" ફેલિપેએ પૂછ્યું.
"જયારે એના ખભા તારા જેટલા ઊંચા
થઈ જશે,"
કાર્લોસ કાકા એ કહ્યું.
"પણ ત્યાં સુધી માં
તમે કેલિફોર્નિયા માં હશો."

હોંચી - હોંચી!
ફિલોમિના ગાઈ ઉઠી.
ફિલોમિના પણ એની સાથે
કેલિફોર્નિયા જઈ રહી હતી.







## 2. પ્રસ્થાન

આપણે રણ અને
પર્વતો ને પાર કરવા પડશે,"
કર્નલ એન્ઝા એ જણાવ્યું.
"આપણને રસ્તા માં મૈત્રીપૂર્ણ ઇન્ડિયન
(અમેરિકા ના મૂળ રહેવાસી) મળશે,
અને એવા પણ જે મૈત્રીપૂર્ણ નહીં હોય.
પ્રવાસ મુશ્કેલ હશે."

આખરે પ્રવાસ ની તૈયારી પૂરી થઈ.
કર્નલ એન્ઝાએ કાફલા ના નેતૃત્વ કર્યું.
એની પાછળ સિપાઈઓ ચાલ્યા,
અને પાછળ પરિવાર.
એની પાછળ વધારે સિપાઈઓ.
એ પછી હતા સામાન થી લાદેલા ખચ્ચર.
સૌથી પાછળ હતી ફિલોમિના.

ફેલિપે ઘોડા પર સવાર હતો.
એના પિતરાઈ ભાઈ-બહેન
હોસે અને રુબેન પણ.
ફેલીપેએ ફિલોમિના ની તપાસ કરી.

Then he heard her calling him.

ફેલિપેએ ફિલોમિનાને એને
અવાજ કરતા સાંભળી - હોંચી! હોંચી!
ઘોડા ચમક્યા, અને લગામ ને ખેંચી.
ખચ્ચરો એ ચોંકી ને સામાન
પાડી નાખ્યો.
ઢોર ડરીને ને ઝાડીઓ માં ભાગી
ગયા.



કાફલો થંભી ગયો.

"એ ગધેડા થી છુટકારો મેળવો!"

કર્નલ એન્ઝા એ ગુસ્સે થઈને હુકમ કર્યો.

પણ એટલી ભાગદોડ મચી ગઈ હતી કે
કોઈએ હુકમ સાંભળ્યો જ નહીં.

બધા સિપાઈઓ ઢોર ને

ભેગા કરવામાં લાગ્યા હતા.

એ દિવસે બપોર પછી,

કર્નલ એન્ઝા

એક ઝરણાં પાસે રોકાયા.

"આપણે રાત માટે

અહીં જ મુકામ કરશું," એણે કહ્યું.

માણસોએ ખચ્ચર
પર લાદેલો સામાન ઉતાર્યો
અને તંબુ ઉભા કર્યા.
સ્ત્રીઓએ ચૂલા સળગાવ્યા
અને ખાવાનું બનાવવાનું શરુ કર્યું.
બાળકો જંગલ માં રમવા લાગ્યા.

ફેલિપેએ ફિલોમિના ને
ખચ્ચરો સાથે ઘાસ ચરતા જોઈ.
"હું તને પ્રેમ કરું છું, ફિલોમિના,"
ફેલિપેએ ધીમે થી એના કાન માં કહ્યું.
ફિલોમિનાએ એનું માથું
ફેલિપે ની છાતી પર ઢાળી દીધું.



બીજે દિવસે સવારે
એક સિપાઈએ બ્યુગલ વગાડયું.
ફિલોમિના સાથે ગાવા લાગી
"હોંચી! હોંચી!"
બધા ચોંકી ને જાગી ગયા.
"આ ગધેડું એટલું પણ ખરાબ નથી,"
કર્નલ એન્ઝા એ કહ્યું.

એ પછી, ફિલોમિના રોજ સવારે ગાતી,
"જાગવાનો સમય થઈ ગયો છે."
કાર્લોસ કાકા પણ
એનાથી ખુશ હતા.

થોડા દિવસો પછી
એ એક પર્વત ની ઘાટી પાસે પહોંચ્યા.
બધી બાજુ ઊંચી-ઊંચી ચટ્ટાનો હતી.
કર્નલ એન્ઝા ને ડર હતો કે
ક્યાંક ઇન્ડિયન હુમલો ન કરે.





"અપાચે (ઉ.અમેરિકાની ઇન્ડિયન જાતિના માણસો)
ના જાસૂસ એ ચટ્ટાનો પર
ચઢી ને આપણને જોતા હશે," એમણે કહ્યું.
એ ઘાટી માં આગળ વધ્યા.
એ રાતે કોઈ સૂઈ શક્યું નહીં.
આખી રાત ફેલિપેએ કાન માંડી ને
અપાચે નો પગરવ સાંભળવાની કોશિશ કરી.
એને લાગ્યું કે થોડા જાસૂસ છે,
પણ એ ફક્ત પડછાયા હતા.

સવાર થતાં જ કાફલો ફરી ચાલી નીકળ્યો.

કોઈ એ નાસ્તો કર્યો નહીં.

"બપોર સુધી માં આપણે સલામત થઈ જાઈશું," કર્નલ એન્ઝા એ કહ્યું.

"આપણે ત્યારે જ ભોજન કરશું."

કેલિફોર્નિયા એક સારી

જગ્યા હોય તો સારું!"

મારિયા કાકીએ કચવાટ કર્યો.

"જો આપણે ત્યાં ક્યારેય પહોંચીયે તો,"

કાર્લોસ કાકાએ શંકાશીલ થઈ ને કહ્યું.



## 3. ઇન્ડિયન નો ઇલાકો

એ લોકો એક રણ પાસે આવ્યા.

એ ઘણા અઠવાડિયા આગળ વધતા ગયા, રણ ના માઈલો ના માઈલો કાપવા લાગ્યા.

"આપણે ઘરેથી ઉનાળા માં
નીકળ્યા હતા," ફેલિપેએ કહ્યું.
"હવે શિયાળો આવવાનો છે,
પણ કેલિફોર્નિયા નથી આવ્યું."
"આપણે અડધે રસ્તે આવી ગયા છીયે,"
કર્નલ એન્ઝા એ કહ્યું.

"સાન ગેબ્રિએલ ફક્ત
બે મહિના દૂર છે."
બધા એટલા થાકી ગયા હતા કે
કોઈ ને હવે પરવા ન હતી.
"બે મહિના, બે વર્ષ,
બધું એક જ લાગે છે,"
મારિયા કાકી બબડયા.



એ એક નદી પાસે પહોંચ્યા.
ઇન્ડિયન એના કિનારે વસેલા હતા.
"આ પિમા ઇન્ડિયન્સ છે,"
કર્નલ એન્ઝા એ જણાવ્યું.
"એ મૈત્રીપૂર્ણ હોય છે."
ઇન્ડિયન લોકો એને માટે ખાવાનું લાવ્યા.

જયારે મારિયા કાકીએ
એને પીવા માટે ચોકલેટ આપી,
તો એમણે મોઢું બગાડી ને થુંકી નાખ્યું.
"આના કરતા તો અપાચે સારા હતા,"
મારિયા કાકીએ ચિડાઈ ને કહ્યું.

કાફલાએ ત્યાં
ત્રણ દિવસ વિતાવ્યા.
ફેલિપેએ પાણી ના નાના પીપડા ભર્યા,
અને પ્રાણીઓ ની દેખભાળ કરવામાં મદદ કરી.

કાર્લોસ કાકા ને નવાઈ લાગી.
"શું ફેલિપે હવે કાઉબોય (ગોવાળ) બની ગયો છે?"
એણે મારિયા કાકી ને કહ્યું.
"હવે આગળ શું થશે?"

એક દિવસ
ઇન્ડિયનોએ મિજબાની આપી.
ફેલિપેએ ઘણા રાજમા અને મકાઈ ખાધા.
એક માણસે એને ફિલોમિના માટે
તરબૂચ કાપવામાં મદદ કરી.
પણ ફિલોમિના ને એ ન ભાવ્યું.
એટલે ફેલિપેએ એના ભાગ નું તરબૂચ ખાઈ લીધું.





## 4. રણ

કાફલો હવે રણ માં
આગળ વધવા લાગ્યો.
ઠંડી હવાએ રેતી અને ધૂળ ઉડાડયા.
હવે લગભગ ક્યાંય પાણી ન હતું.
ઢોર માટે ઘાસ પણ ન હતું.
ફિલોમિના ને ખાવા માટે બસ
થોડું નીંદણ મળ્યું.



ઠંડી એટલી હતી કે
ફેલિપે અને ફિલોમિના સાથે-સાથે સૂતા,
જેનાથી થોડો ગરમાવો રહે.
બાકી ના ઢોર આખી રાત
ઉભા રહેતા, ભૂખ્યા અને ઠૂંઠવાતાં,
હવા તરફ પીઠ કરીને.



એક સવારે
ફેલિપેને નવ ખચ્ચર મરેલા મળ્યા.
કર્નલ એન્ઝાએ ઉદાસ થઈને કહ્યું,
"ન ચારો, ન પાણી.
આ તો ચમત્કાર જ છે
કે થોડા પશુ હજી જીવતા છે."

"જો પ્રાણીઓ ભૂખ અને
તરસ થી મરી રહ્યા હોય,"
કાર્લોસ કાકા એ કહ્યું,
"તો લોકો પણ મરી શકે છે."



ફેલિપે એના થાકેલા ઘોડા
સાથે ચાલી રહ્યો હતો.
ઠંડો પવન એના ચહેરાને થપાટ મારી રહ્યો
હતો.
એણે ભૂખ્યા-તરસ્યા પ્રાણીઓ ને
અચાનક પડતા અને મરતા જોયા.



એ રાતે કાર્લોસ કાકા બોલ્યા,
"આપણે સૂકી નદી માં
ખાડા ખોદવા જોઈએ,
જેનાથી પ્રાણીઓ ને પાણી તો મળે."



ફેલિપેએ ફિલોમિના ને કહ્યું,
"મારે આજે રાતે પુરુષો ની મદદ કરવાની છે,
પણ તું ગરમ રહેજે."
એણે એના પિતરાઈ ભાઈ-બહેનો ને પૂછ્યું,
"ફિલોમિના સાથે કોણ સૂવા ચાહે છે?"
"હું!" બધા જોરથી બોલ્યા.

ફેલિપે આખી રાત કામ કરતો રહ્યો,
પાણી માટે ખાડા ખોદતો રહ્યો.
એ પ્રાણીઓ ને એક-એક કરીને
પાણી પીવા લઈ આવ્યો.
એ ભૂલી ગયો કે
એ પોતે કેટલો થાકેલો છે.
આખરે સવાર પડી,
ત્યાં સુધી માં 96 ઢોર મરી ચુક્યા હતા.
પણ કાફલા ને આગળ વધવાનું જ હતું.







## 5. મુશ્કેલીઓ

ફેલિપે ને કંઈક અજબ દેખાયું.
"આ સફેદ-સફેદ શું છે?" એણે જાણવા ચાહ્યું.
"બરફ," કર્નલ એન્ઝા એ જવાબ આપ્યો.
"તું મેક્સિકો માં જ્યાં રહેતો હતો,
ત્યાં તેં બરફ જોયો જ નથી."
એ રાતે, એ લોકો, નાના-નાના તાપણાં પાસે
ધાબળા ઓઢી ને બેઠા.
તો પણ બધાને બહુ ઠંડી લાગી.



બીજે દિવસે આકાશ સાફ હતું.
ફેલિપેએ દૂર પર્વતો પર દ્રષ્ટિ કરી,
એ બરફ ને લીધે સફેદ થઈ ગયા હતા.
"અરે રે! કેલિફોર્નિયા માં બરફ અને
હિમ સિવાય કંઈ નથી!"
કાર્લોસ કાકાએ નિસાસો નાખ્યો.
"ઘરે આપણે ગરીબ હતા
પણ ગરમ તો હતા!"
"શું તમે પાછા ફરવા ચાહો છો?"
મારિયા કાકીએ પૂછ્યું.



પણ ફેલિપે ને એના ખભા
પર સૂરજ નો તાપ વર્તાઈ રહ્યો હતો.
"જુઓ!" પિતરાઈ બહેન રુબેને ચીસ પાડી,
"થોડો બરફ પીઘળી રહ્યો છે!"
હોંચી! હોંચી!
ફિલોમિનાએ ખુશી વ્યક્ત કરી.
પર્વત સામે જ હતા.
એણે પહાડી ઝરણાં માં વહેતા પાણી
ને સૂંઘી લીધું હતું.
એને શિયાળા ના ઘાસ ની ગંધ આવી
જે ઘાટીઓ માં ઉગી રહ્યું હતું.
ઘોડા નો વેગ પણ તેજ થઈ ગયો.

એ બપોરે એ લોકો
પહાડ ની તળેટી માં પહોંચ્યા.
ત્યાં બધા માટે પાણી હતું.
અને ઢોર માટે તાજું ઘાસ.
"આપણે આખરે પહોંચી ગયા!"
ફેલિપેએ ખુશી થી બૂમ પાડી.

ફેલીપેએ થાકેલા પશુઓ પરથી
સામાન ઉતારવામાં મદદ કરી.
એ એને ઘાસ સુધી દોરી ગયો.
"આ જ પ્રવાસ નો મુશ્કેલ દોર હતો,"
કર્નલ એન્ઝા એ કહ્યું.
"હવે નો પ્રવાસ સરળ હશે."
"ભગવાન નો પાડ!" મારિયા કાકી એ કહ્યું.



## 6. કેલિફોર્નિયા

એમણે અઠવાડિયા સુધી ત્યાં જ આરામ કર્યો.

પછી પહાડો પર ચઢવાનું શરુ કર્યું.

બધી બાજુ ઊંચા વૃક્ષ હતા અને લીલું ઘાસ હતું.

ફેલિપે ને સૂરજમુખી

અને જંગલી દ્રાક્ષ મળ્યા.

નદી ના પાણી પર સૂરજ

પૂર્ણ તેજી થી ચમકી રહ્યો હતો.

નદીમાં ઘણી માછલીઓ હતી.

"પણ કેલિફોર્નિયા ક્યાં છે?"

ફેલિપેએ પૂછ્યું.

"આ જ તો કેલિફોર્નિયા છે,"

કર્નલ એન્ઝા એ કહ્યું.

"આપણે લગભગ

સાન ગેબ્રિયલ પહોંચી ગયા છીએ."



"ફિલોમિના ને જુઓ તો જરા," રુબેન બોલી.
"એ મોટી થઈ ગઈ છે."
"એના ખભા હવે
ફેલિપે જેટલા લાંબા થઈ ગયા છે,"
મારિયા કાકી એ કહ્યું.



હોંચી! હોંચી!
ફિલોમિનાએ ગર્વ થી ગાયું.
એણે ફેલિપે ને એની પીઠ પર
બેસાડીને સવારી કરવા દીધી.
એના સ્નાયુઓ મજબૂત હતા.
એ એક નાના વર્તુળ માં દોડવા લાગી,
પોતાની હોશિયારી બતાવવા લાગી.



"આ તો આપણા કાઉબોય ની ઘોડી જ છે!"

કાર્લોસ કાકા એ કહ્યું.

"જયારે આપણે આપણું નવું ઘર બનાવશું,

ત્યારે એ લાકડા ના ઢીમચાં ખેંચશે," રુબેન બોલી.

"અને હળ પણ," કાર્લોસ કાકા બોલ્યા.

"અરે આરામ થી!" મારિયા કાકી એ કહ્યું.

"અમારી નાની મૈત્રીણી પાસે બહુ

મહેનત ન કરાવતા!"

એણે ફિલોમિના નું નાક પંપાળ્યું.

આખરે કાફલો પર્વત ની
વચ્ચે થી નીકળ્યો.
એમને સામે લીલી ટેકરીઓ
દેખાણી જે
સમુદ્ર સુધી જતી હતી.

સાન ગેબ્રિયલ મિશન
ના પાદરી એને મળવા
આવ્યા.

"આપણે આખરે ઘરે આવી ગયા,"

ફેલિપે ફિલોમિના ના કાન માં હળવે થી
બોલ્યો.

અને ફિલોમિનાએ ગાયું,

"હોંચી! હોંચી!"



# લેખિકા ની નોંધ

કર્નલ જુઆન બૌટિસ્ટા નું અભિયાન સ્પેનિશ મેક્સિકો થી કેલિફોર્નિયા એટલા માટે મોકલવામાં આવ્યું હતું કે ત્યાં સુધી પહોંચવાનો ભૂમિ-માર્ગ ખુલે અને અલ્ટા કેલિફોર્નિયા કહેવાતો વિશાળ ખાલી ઇલાકો, જે આજે અમેરિકા નું કેલિફોર્નિયા રાજ્ય છે, એને વસાવી શકાય.

ત્યાં જઈને વસવાવાળા લોકો, આ વાર્તા ના પાત્ર ની જેમ, કુલીયાકાન, મેક્સિકો થી એપ્રિલ 1775 માં નીકળ્યા અને 4 જાન્યુઆરી 1776 માં સાન ગેબ્રિયલ પહોંચ્યા હતા.

12 પરિવાર સાન ગેબ્રિયલ માં વસી ગયા, અને બાકી ના સાન ફ્રાન્સિસકો બે ગયા અને 17 સપ્ટેમ્બર 1776 માં એમણે સાન ફ્રાન્સિસકો પ્રેસિડિઓ ની સ્થાપના કરી.

પછી કર્નલ એન્ઝા મેક્સિકો પાછા ફર્યા. પણ આ

પરિવાર કેલિફોર્નિયા માં જ વસવાટ કરતા રહ્યા. એના વંશજ આજે પણ ત્યાં જ છે.



જેનેવિએવ ગ્રે નો જન્મ જોનેસબોરો, અર્કન્સા, માં થયો હતો. એણે એરિઝોના

વિશ્વવિધ્યાલય થી માસ્ટર્સ ની ડિગ્રી મેળવી. શિક્ષિકા તરીકે કામ કરતા એણે ઘણા બાલ પુસ્તકો અને વર્ગ માં શીખવાડવાલાયક સામગ્રી પણ રચી. મિઝ ગ્રે ના બે વયસ્ક દીકરા અને બે પૌત્ર - મેથ્યુ અને રાયન - છે. એ અત્યારે ટસ્કન, એરિઝોના માં રહે છે.

એન ગ્રિફલકોની નો જન્મ ન્યૂયોર્ક શહેર માં થયો હતો. એણે ઘણા બાળ પુસ્તકો માટે ચિત્રો દોર્યા છે, જેમાં એની પોતાની રચના ટોય ટ્રમ્પેટ પણ સામેલ છે. શિક્ષિકા, લેખિકા અને ચિત્રકાર મિઝ ગ્રિફલકોનીએ ઘણા વર્ષો મેક્સિકન ઇન્ડિયન લોકો નો ઇતિહાસ શોધવામાં, અને મેક્સિકો ની યાત્રા કરવામાં, વિતાવ્યા છે. એ હવે ન્યૂયોર્ક માં રહે છે અને કામ કરે છે.